૫

વગર વાંચે ફેંકી દેવાનું નથી.

(અસલ)

# ગજરામારૂનો ગાયનરૂપી ઓપેરા.

૪૯૭૫

રચીપ્રગટકર્તા,

બુકસેલર પબ્લીસર.

ભગુભાઇ પ્રેમચંદ એન્ડ કંપની.

મુ. ખંભાયત.

(આવૃત્તિ પેહેલી પ્રત ૨૦૦૦)

## अमदावाद.

ધીને કાંટે "યુનિયન" પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.



સંવત્ ૧૯૪૮. સન ૧૮૯૨.

કીમત ૨ આના.

# अर्पण पत्रीका.

અખંડ પ્રૌઢ પ્રતાપી મહેરબાન નેકનામદાર.

શ્રીમંત માહારાણા શ્રી મોહનદેવજી આરોગ્ય નારણદેવજી.
શ્રીમંત મહારાણા શ્રી વિજયદેવજી આરોગ્ય મોહનદેવજી.

મુ. ધરમપુર.

શેવામાં વિનંતી કે

આપ નામદાર વિદ્યોતેજક કાર્યમાં સદા તત્પર રહોછો. તથા આપ વિદ્વાનોની કદર જાણનાર ઉદાર અંતઃકરણના આનંદમય નુર પતીછો. અને આપ નામદારની અનેક પ્રકારે પ્રકાસમય, પ્રસંસા ગવાય છે. એ સાંભળી, તથા મારી ઉપર પ્રસંગોપાત, અતી ઉપકાર કરેલો એની યોગ્યતા વિચારી આપની ઉદારતા કાયમ રહેવા સારૂ, મારી પ્રેમ ભકતી પુર્વક આ લઘુ ગ્રંથ, આપ નામદાર સાહેબોને અતી માન સાથે ઉત્સવર્ગ કરછું તે સ્વીકારશો.

બુકસેલર, એન્ડ પબલીશર. | આપનો નીરંતર રમર્ણાનુરાગી.
સેવક.

**મુ. ખંભાત.** | **ભગુભાઈ પ્રેમચંદ.**

૪૯૭૫

# ગજરામારૂનો ગાયનરૂપી ઓપેરા.

રાગ કા.ગણ.

**પાત્રજન**—વિશ્વના પતિ, પ્રભુ આપ્ય સનમતી.
દીનદાસ જાણી અમને વાર ઉન્મતી. ટેક.
જયજસ વંતા જગ વિખ્યાતા, સેવક સારોકાજ.
નાટક ગજરા મારૂનો હું આરંભું છું આજ. વિ૦ ૧
આપ થકી આ વિશ્વ પ્રકાશીત છો સૌના જગપાળ,
સત્તા તુજવ્યાપક છે સૌમાં કિરતીવંત કૃપાળે. વિ૦ ૨
અખીલ ભુવનમાં આશરો તારો કહે ભગુ ભુપાળ,
મેહેર કરો મુજ ઉપર સ્વામી, હું અજ્ઞાની બાળ. વિ૦ ૨

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—દામાવંતીનો મહેલ.** ટેપ.

(હાડારાજા પુત્રની પુત્રી મારા પ્રાણ) એ રાહ. પછાડ

**દાસી**—બાઈ વઝીર આપના, કુંવર બોલાવા કાજ.
દરબાર લઇ જાવા માટે આવશે હયાં આજ;
સભા મહી ઉજેસ પાડવા કુંવરનો બાઇ;
ખાંડીયા મીંડીયાં લંગડાંને ઝાંખાં પાડવા ત્યાંઇ.
(વઝીર આવે છે.)

(સરકાર રજા દીજીયે.) એ રાહ

**ફુલસંગ**—રાણીજી કુંવ મોકલોને આજ મારી સાથ,
સજાવી રૂડા શોભાતા, ઘરાણું કહૂંછું આજ. ટેક
સભામહી જવું છે રૂડે આજ રાજ દ્વાર,

મુજ કામના પુરણ થાય જામની ત્યાં હાર. રાણીજી.
વધારૂ નામ પુત્ર આપૂનાનું આજ જ્યાંય,
નિસ્તેજ કરૂ રાજસભા, કુંવર આવે ત્યાંય. રાણીજી૦

(રાજાહુમે ...મકા) એ રાહ.

**દામાવંતી**—નહી થનારી વાત જી. સુણો પ્રધાનજી એવી,
થઉ પછે દુનીયા વીષે પુત્ર વીના જેવી.
જોવું કુંવરનુ મુખ ત્યાં લગી, મગન રહુ દીલ માંય,
ઘડી ન દેખુ પુત્રને તો, મર્ણ જરૂર થાય જ્યાંય.
છે બીજુ રાજા જામને બહુ અમારા ઉપર ઝેર.
દેખે કુંવર એકલો પછે કરે ત્યાં કાળો કેર.
માટે કુંવર ન પ્રધાનજી હું મોકલુ રાજ દુવાર.
કોપે જો રાય કદી ત્યાંયતો પછે કોણ કરે ત્યાં વાર,

**રાગ—સહર.**

...ચતા—કસમ ગૃહુ મુજ જાતના, અને ધર્મ પ્રતીજ્ઞા લઉ.
રાજ સભા ઉઠયા પછી હું, જોના સોંપી જાઉ.
દીલ ભરોસો માહરો તમો રાખોને આણીવાર,
આંચ આવવા દઉ કુંવરને તો મુને ગૌહત્યા નીરધાર,

(તુન કુમલા જીઅરવા.) એ રાહ.

**ગજરામારૂ**—સુણો માતાજી મારાં (૨) ઓ માતા મોરી,
ગભરાવોછો કાં આપો રજા મળુ પીતા હમારા,
મગદુર કોની હાથ લગાવે કેવે સુકન નઠારા,
જગતપતી રખવાળ અમારો કરે રક્ષા સુખારા
તેથી રજા દયો રાજ દુવારે જાઉં સુખે આવારા.

(અયે કુદરતના કરનાર ખલકના સ્વામી.) એ રાહ.

**દામાવંતી**—અયે પુત્ર સંભાળી પ્રધાન સાથે જાવો.
જલદી લઇ સાથ પ્રધાન પાછા આવો.
કંઈ બોલસો નહી તમો. રાજ ગુસ્સે થાયે એવું,
કારણ છો કુંવરજી બાળ, અકલ હું દેઉ.
કરશો નહીકો સંમવાદ વખતના વીતે.
ઉઠે સભા તુરત આવજો મહેલે એક ચીતે.
બાંધ્યા છે પડીકે પ્રાણ મુજ આવારે.
તે છુટી સુખી થાય પુત્ર આવશો જ્યારે.

( જાયછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજ સભા.

( રાજા તથા તમામ દરબારીયો આવી બેઠેલાછે. એટલામાં ગજરામારૂ પ્રધાનને સાથે લઇ રાજાને ન નમતાં રાજ આસનની પછાવડેની બારીએથી આવી સભામાં દાખલ થાયછે. રાજા ગજરામારૂને જોઈ પ્રધાનને પુછેછે. )

( નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. ) એ રાહ.

**જહાજામ**—કહો પ્રધાન પુત્ર કહોનો લાવ્યા આજે હયાંય,
સુરવીર મુખ મહેતાબ જેવું તેજસ્વી દેખાય.

**ફુલસંગ**—નમ્ર વિનતી માહરી તમો સુણોને ભુપાળ.
મહેરબાન એ માહરો અને આપનો છે બાળ.
જેષ્ટરાણી જે દામાવંતી આપને દુવાર,
કુખે તેની જન્મીયો છે, કુંવર આ નીરધાર,

( રાજાહું મે કામકા ) એ રાહ.

**જહાંજામ**—સુણરે પ્રધાન એ માહરો નહી બાળક કહુછુ આજ
જો હોય તન તે માહરો તો લોપે નહી મુજલાજ,
કુનસ કીધી નહી મુજને વળી નમ્યો ન મુજને લગાર,
કુંવર નહી એ માહરો ચીતમાં કર તુ વીચાર,

( ગજરામારૂ કહેછે હું સાત સીવાય કોઇને નમતો નથી. રાજા કહે છે કોને કોને નમેછે. એટલે મારૂ કહે છે. )

**ગજરામારૂ**—( હો રંગરસીયા ગીરધારી. ) એ રાહ.
હો સુણો પીતા વાત મ્હારી, મુને સાહય પ્રભુછે મુરારી.
અરે દીલ માંહે વિચારો ભારી ટેક.
પહેલી સલામ માતા હમારી, નવ માસ રાખીયો જારી
દુઃખ વેઠયુ દીલે બહુ કારી, અરે બીજી જગસર દેવા તમારી
ત્રીજી જગતકર્તા પરમેશ્વર, સુખ ચેન થયા માહેશ્વર,
ચોથી રેવંતે તો વિચારી, હો દીલમાં હે વીચારો ભારી.
પાંચમી મારી સમશેર, કરે રણમાં મુજને મહેર,
કાઢી નાખે તે બદકારી. હો દીલ માંહે.
છઠી સલામ મહારી ઢાલ, બચાવે તે અમારો કાળ,
સાતમી પૃથ્વી ફુલ કારી. હો દીલ માહે.
થશે સાહે પ્રભુ મોરારી. રે દીલ માંહે.

(હાવું સાભળી રાજા એકીદમ ગજરામારૂ ઉપર ગુસ્સે થઇ તેને મારવા જાય છે.)

(સુણો દીલી તખ્ત ધરનાર) એ રાહ

**જહાંજામ**—અરે મુરખા તુ લજાવે કાં આજ, નહી તુ મારો બાળ કાવેરે,
લોપી સભા મહી આજ મારી લાજ, નહી તુ મારો૰

તુચ્છ કરી કાઢયો કરી ન સલામ. નહી તુ મારો૦
ધરી જીતવાને આજથી તેં હાંમ નહી તુ મારો૦
નહી પુત્ર મારો બીજો તુજ બાપ. નહી તુ મારો૦
તુને દેખી મુને આજ થાય તાપ. નહી તુ મારો૦
જાને જવા દઉ હજુ છે તુ બાળ નહી તુ મારો૦
નહી તો લેત જાંન આજ તતકાળ. નહી તુ મારો૦

**ફુલસીંગ**—(એકીદમ તેને રોકીને)

(હાડાજી શું કરો સાહસ કેર આ.) એ રાહ

રાજાજી ન કરો કેર કેવાય આ,
વચન જાયે મારૂ ખાલી રે ટેક.
મુજ હત્યાના સોગન લીધા છે,
પહેલાં નાખો ને મુને મારી રે. રાજાજી૦
જઇ મુકીઆવું મંદીર જાવું,
પછે કરજો વાત ધારી રે. રાજાજી૦

(ડ્રોપસીન)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ રસ્તો.

( સામેથી એક એસી વરસની બુઢી આવે છે તેને ગજરોમારૂ પુછે છે. )

( કંગનવા મોરા કરસે સરક ગયોરે.) એ રાહ.

**ગજરામારૂ**—માતાજી મુને હાલકહો પુછુ એવોરે, ટેક
કોણ હતો અસલ હયાં રાજા રૂપૈયા આપુ ખાસા,
બોલોને સાચુ માઇરે, સફળ થાય કંઇઆંઇરે. માતાજી,

**ડાસી**—તું સાંભળ મારૂ કહુ જે થવાનું તે થયું,

ભાઈવીરા ઠાકોર ભારીરે, અસલ તણી ગંમ ખ્વારીરે,
જુવો આજે તો આ જામરાજા બેઠાકેવારે, માતાજી.

**ગજરામારૂ**—વંસમાં વિરાના કોઈ?

**ડોસી**—ભાઈ સોમાં કોઇક હોઈ.

**ગજરામારૂ**—લ્યો આપુ માજી કાંઇરે.) (સો રૂપીયાની નોટ આપેછે)

**ડોસી**—( ખુશી થઇને. ) ભાઈ કામ સીધ તુજ થાઇરે.

**ગજરામારૂ**—જાવો જલ્દી એને બોલાવાને રસ્તો સેવારે માતાજી.

(ડોસી જઇને એક આદમીને બોલાવી લાવેછે તેને ગજરેમારૂ પુછેછે)

( મે લાખકી દો લાખકી પરવા નહી રખતી. ) એ રાહ.

**ગજરામારૂ**—અયે ભાઇ કહોને આપનું પડયું છે મુજને કાજ.
કહો આપ તણું નામ કોનુ અસલ હચાંઇ રાજ.
જાણુતા હો જો તમે જણાવો મુજને.
કરૂ ખુશીહું દીલથી હયાં ન્હાલ તુજને.

( અરે લાલદેવ ઇસ્તરફ જલ્દ આ ) એ રાહ.

**રજપુતસુત**—મહારાજ કહુછું સુણોવાત હું,
અસલરાજ જેનું તેનો પૌત્ર હું.
હતા દાદા મારા સઉ તેનુંસાજ.
થયા નબળા તેથી ખોયુ આ રાજ.
નથી કો લડ્યા કે નથી કીધુ યુધ,
જહા જામ રાયે બથાવ્યુ છે જુદ.

(તેને સાથે લેઈ પોતાને મહેલે જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ક્ષમાવંતીનો મહેલ.

(ફુલસંગ વઝીરને ગજરામારૂ નવા મહેલની રચના પુછેછે વ-

ઝીર સંક્ષેપમાં કહી બતલાવે છે.)

(ગુલચીમનમે બીછું) એ રાહ.

**ફુલસંગ**—જુવો છટાદારછે મહેલના દીવાનખાંના,
કાંગરા ઘણા શોભીત અગાસીયોમાંના,
બન્યો સુશોભીત એ મહેલ હવા ખાવાને,
સુંદર દરવાજા મુકયા આવવા જવાને.
ફુલ ઝાડ અતિશય, ગુલાબ ચંપામાના,
ત્યાં શોભી રહ્યાછે આરસ મોટા ન્હાના,
વળી દીવાનખાંના મડીયાંછે ગલીચાથી,
પાણી પડે છે હોજની માંહે ફુવારામાંથી,
રહ્યા છુટી ફુવારા જેની શોભાછે સ્વરગમાંની,
પરમેશ્વર સાહેથી રહેશે આબાદાની.

(ગજરામારૂ નવે મહેલે જવાનો વીચાર કરે છે.)

**ગજરામારૂ**— રાગ ઇંગ્રેજી.

ચલો પ્રધાન જલ્દી તમે આવો મારી સાથ,
કચેરી રાખીયે જારી ત્યાં સાહે દીનાનાથ,
બંધોબસ્ત એવો કરો દીલ રાખી ચેન,
પ્રજા સર્વે સુખી થાય ગાન તાને રેન,

## પ્રવેશ ૫ મો.

### પ્રથમ રાજસભા.

**(જહા જામની સભામાં એક બારોટ આવી ગજરા મારૂની પરોણુગતના ચાલતા રીવાજનુ બ્યાન કરેછે. જેથી રાજા જામ ગુસ્સે થઇ ગજરામારૂને દેશવટે જવાનુ પોતાના સીપાઇયોને સાથ કહી મોકલાવે છે.)**

### મનહર.

**બારોટ**—રાજ મેં'લ બન્યો કેવો સુસોભીત જોવા જેવો,
ધન્ય રજવાડા માંહી ધન્ય જામ રાજને.
હાંડીયો ગલાસ જ્યાંહી ઝુમકી રહ્યાં જરૂર,
ધન્ય એના નામને ને ધન્ય એના કાજને,
ગજરો મારૂછે એનુ નામ તો અમરતણું.
જગતપતિ કરશે પુરો એના સાજને.
બારીયોનો રંગ જાણે ધનુર વિદ્યાનો ઝરો.
છક હુ તો બની ગયો જોઇ એનાં છાજને,

(સુણો દીલી તખ્ત ધરનાર) એ રાહ

**જહુાજામ**—જાવો સીપાંઈયો સજી હથીયાર ડરો ન કદી આજ જરારે,
કહુ કામ જઈ બજાવો આવાર ડરો ન કદી આજ.
બન્યો નવો મેહેલ જાવ તમો ત્યાંય ડરો ન કદી.
ત્યાંના માલીકને કહો વેણ આય ડરો ન કદી.
કર્યો હુકમ છે રાજાજીયે આજ. ડરો ન કદી.
જાન બચાવેતો છોડી જાને રાજ ડરો ન કદી.
છોડી દેશ અને વસો પરદેશ ડરો ન કદી.
આણ કેહેવરાવી આજેછે નરેશ ડરો ન કદી.

( ડ્રોપસીન. )

## પ્રવેસ ૬ ઠો.

### સ્થળ—ગજરામારૂનો નવો મહેલ.

(સીપાઈયો કહેવા આવેછે.)

( છે જન પાલક ટાળક દુઃખનો )

**બુઢો સીપાઇ**—માહારાજા હું નમન કરૂછું, શેવક શરણે એકલો,—ટેક.

આપપીતાયે દુષ્ટ વિચાર્યું, શહેરબદલ કરવાને ધાર્યું,
આપનેમુજ સંગે કહેવરાવ્યું, તાબેદાર હું એક મેકનો. માહા.
મુજ ઉપર રોશે ના થાશો, ચીઠી ચાકર છુ આપનો,
કહેવા ના'વુ આજ હું હાવુ, ભુડો શા માટે કહેવાતું
દુષ્મન સઊનો હું કાં થાઊ, લાચાર છુ પણ જેટલો માહા૦
( સુણો દીલ્લી તખ્ત ધરનાર ) એરાહ.

ગજરામારૂ—( ગુસ્સાથી. )
અરે તાબેદારો જાવ કહો રાજાન, નથી હુ વશ્યો તારે દેશ
લીધુ વેચાથી મે શાની તારી આણ નથી હુ વશ્યો તારે
એમ છતાં, ગોઠે નહી અયે પુજ્ય નથી હુ વશ્યો.
કરવાને થાઓ ક્ષત્રી વટે યુદ્ધ નથી હુ વશ્યો.
નહી ગાંજયો જાઊ ડરાવો હજાર નથી હુ વશ્યો.
કાને મળશો ન માથાના લગાર નથી હુ વશ્યો.
તૈયાર છુ નથી હવે હું બાળ નથી હુ વશ્યો.
કરે મહેર પ્રભુ જગત કૃપાળ નથી હુ વશ્યો.

( સર્વ ગયા બાદ, ગજરામારૂ પોતાની જન્મોતરી હાથ લાગવાથી વાંચે છે. અને બારવર્સે વનવાસ વેઠવુ પડશે. એવું વાંચી દીલગીર થાયછે. )
(કહુશુ નસીબે દુઃખીયો કીધો છે. ) એરાહ.

ગજરામારૂ—લખ્યુ લલાટે વિધાત્રીયે માયે,
પાછુ ફરે ન તે મીથ્યા ન થાયે. ટેક.
જન્મોતરીમાં મુજ બાર વર્સે,
લખ્યુ થશે ત્યારે વન સંચરશે. લખ્યુ.
દીવસ બાકી છે ત્રણ બાર વરસમાં,
તયાર થઈ ભળુ ભગવા હુ વેસમાં. લખ્યુ.
આજ્ઞા લઊ જઈ માતાની આજે,
દાતાર સાહે સફલ થાય કાજે. લખ્યુ.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-દામાવંતીનો મહેલ.

(દામાવંતી ગજરા મારૂનું મુખાર્વિંદ ઉતરી ગયેલું જોઈ તેને પુછેછે)

( લેલીલેલી પુકારૂ મેં બનમેં. )

**દામાવંતી**--કેમ પુત્રમારા આજ આમ થયું ખોટેરૂં કહો શું કામ,
કોણે દુભાવ્યા પુત્ર તમોને, એનું કારણ કહોને અમોને
કોયે મશ્કરી કીધી હોય તમારી એનુ મસ્તક કાપુ આવારી
માટે હોય જે બોલોને વીર, દુર કરો ફીકર ધરી ધીર.

( કુવરી કુંવર મારા લાડકા ) એ રાહ.

**ગજરામારૂ**--( હાથ જોડીને. )

સુણોમાતા મારી માવડી, નથી હું કંઇ ઉદાસ,
આપો રજા ઝટ મુજને જવા વનછે ઉલ્લાસ. ટેક.
કોઇએ દુભાવ્યા નથી ન મશ્કરીનું કામ,
વનમાં જવામેતો ભીડીછે, મારામનથી હામ. સુણો૦
કર્મે લખ્યું છે માહરા થાય વરસ બાર,
વનવાસ. જાવું એકલો સાથે ઈશ્વર આધાર. સુણો૦
માટે હવે આનંદથી આપો આશિષ માય,
જગ્તેશ્વરજીને આશરે મારૂ કારજ થાય. સુણો૦

( કુંવરના હાવા વેણ સાંભળી દામાવંતી ઘણોજ શોક કરેછે. અને મજરામારૂને પરણાવા સારૂ ગોરને કન્યા સોધવા મોકલે છે. )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ-ચંપાદેનો ખાનગી મહેલ.

તેની સખી યસોમાલતી, તેનો ચ્હેરો ખીલેલો જોઈ તેને પરણવાથી થતા સુખનું વિવેચન કરે છે.)

(છલકારીના ઢોલા આવોને વહેલા) એ રાહ.

**યસોમાલતી**–તારૂ જોબન જોલાખાયરે બેની, ભમરો ભોગી ક્યાં–ટેક
નાસીકા નીર્મળ ચંચુ કીરસુ ઓષ્ટ અધર પ્રવાલ,
મોહની ખંજર નેત્ર કરીને, સ્નેહે પમાડે વ્હાલ–બેની૦
ભમરવીના ભરજોબન કળીયાં, નહીમળે સુખચેન,
પતિવીનાની ભામની જેવી ચંદ્રવીનાની રેન –બેની૦
પુરૂષ વિણ છે મીથ્યા બેની, સુનો સૌસંસાર,
જોબન લ્હાવો લીધો નહી, ખરે ધીક તેનો અવતાર. બેની૦

( ચંપાદે પોતાની સખી યસોમાલતીને કહેછે. )

**સારદુલ વિક્રીડીતની રાહ.**

**ચંપાદે**—જેને મે કાંને સુણ્યો નથી દીઠો, તો પણ થયો માહારો,
નામે ગજરો નામ કામ એહ છે. પ્યારો અરે માહરો.
તેની હું અર્ધાગના થઈ ચુકી દીલમાં વશ્યો જ્યારથી,
બાંધુ ગજરો કંઠ હું દીલકરી, ચુંમ્બે મને પ્યારથી.
જલ્દી મારા નાથ મુજને મળો, પીડાઊછુ કામથી,
મુજને પ્રેમી ઘાયે ઘાયલ કરી, પ્યારા તણા નામથી.

( એટલામાં ઝરૂખા નીચે એક બ્રાંમણ આવી ચંપાદેની તરફ જોતા જોતા મનમાં વિચાર કરેછે. )

( પુરવ પછમ દખન ઉતર ઢુંડુ સારા મેઈસયાન ) એ રાહ.

**ગોર**—શહેરમાં આવ્યો બ્રાહ્મણ કહાવ્યો, લાડુ પામ્યો નહી ઝટપટ
સુકુન સામા ન ખરા મળીયા, જઉ હું આગળ હવે ઝપટ,
ધારૂં તો હું જાન જમાડુ, જાંને મોકાણુ જઈ માંડુ,
લાંચતણા રૂપૈયા નદે, એક મેકને વડાડુ.
બ્રામણ જાતે ભટજી કાવું, એક મેકનો થાય મરો,
મરી શીટી જાય સરવ પણ, ગોર તણુ તરભાણુ ભરો.

ખુબ સુર્ત કન્યા સાથે હું, એ ડોળ બાંધુ મારૂ કામ,
બાડી સાથે કાણો રાણો, અંધારે ધબ હોય તમામ.
દુરદેશ જોવાને જઈએ, કંન્યાઓને હમો તમામ,
પરણનારો ફાં ફાં મારે, પહેલ વેહેલુ અમારૂ કામ.

( બ્રાંમણ ચંપાદેના સામું જોઈ રહ્યો છે તેથી ચંપાદે તેને કોઈ રાજગોર જાણી પૂછેછે. )

(જલ્દી લે બાબાજી લોટ) એ રાહ.

**ચંપાદે**—આવોને મુસાફર હું બોલાવુંછું હીતથી,
બોલાવું છુ હિતથી કે કુળ મારાની રીતથી—ટેક
કયાંથી આવ્યા કયાં જવાના બોલો ત્યાં નકી નકી,
કોની વાટ કેમ જુવોછો ઉભાછો સુખે થકી. આવો.
બોલો કદી જુઠ વેણ માહરા સોગન અહી,
જુઠ બોલે સ્ત્રીની હત્યા, લાગે જરૂર આજ સહી. આવો.

**રોળાવૃત**. (વાહવાહ શું શહેર સ્નેહ પુર સારૂ શોભો એરાહ.

**ગોર**—દીશા ઉતરથી આજ આવીયો બ્રાંમણ કહાવું,
નથી મારે પીછાન, સરવ હું દેશ નીહાળું;
ધડમાડવછે દેશ, રાજા ત્યાંનો જે નામે;
જહાંજામ છે જેહ તેહનુ કરવા કામે;
પુત્ર તેહનો જે, નામ ગજરોમારૂ છે;
કરવા વેવૈશાળ, તેહનુ દીલ ધાર્યું છે;
ચંદ્ર સ્વરૂપ પ્રકાસ તેજમાં ઈંદર જેવો;
પૃથ્વિ ઉપર નાહી પુરૂષ કો બીજો તેવો;
લખ્યા હોય લલાટ કરી હોયે શંકર શેવા,
તે નારીને મળે પુરૂષો સુરવીર તેવા,
નથી દીઠો નથી કાંન સુણ્યો કોયે તે નીહાળી,

પુન્ય પુરવના હોય. વરે સાથે તે નારી.

**રાગસદર.**

**ચંપાદે**—( ખુશી થઇને )

કરોકૃપા મ્હારાજ, પહેલા લ્યો ભોજન પ્રીતે,
ફોગટ નાલ્હો વીલંબ, કરો ધાર્યું જે ચીત્તે,
રાજ સભામાં જાવનાત માહારાને કયોને,
પુત્રી તમારી જેહ, કન્યાદાન તેને દ્યોને,
મનવસીયો માહારાજ, મારૂ મુજહાર હૈયાનો,
કરોમાહરો નાથ તેહને મુજ સૈયાનો.
આપુ હજારો મહોર ગોર સુખેથી લ્યોને,
વરવાતે ભરથાર સુખે તતબીર તે લહોને, (જાયછે.)

# પ્રવેશ ૯ મો.

**સ્થળ–રાજસભા.**

(રાજા ગુલાબસીંગ વીગેરે બેઠા છે, ત્યાં એકદમ બ્રાહ્મણ આવી કહેછે.)

**ખ્યાલ.**

**ગોર**—સુણો ગુલાબસીંગ મહારાજ, કરવું હોય પુત્રીનું કાજ,
લગન લઇને આવ્યો આજ ધઢમાડવથી, ટેક.
કરો રાજા દીલ વિચાર, પુત્રે પુત્રી હોય સુખકાર,
કરો નહી તમે વાર, જલદી—જલદી.

**રાગ સદર.**

**ગુલાબસીંગ**–(બ્રાહ્મણને) જરાદીલમાં રાખોધીર, તમે મુગટ મારાસીર
ઉભા કેમ તમે સ્થીર જરા બેસો અહી,
હું પુછી લાવું મહારાજ મારી રાણીયોને આજ,
પછે કરીયે આપણકાજ, સુખમા ઇસઈ,

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—ગજરામારૂનો ખાનગી મહેલ.

(સવારમાં ઉઠતાં ને વાર છજા તરફ નિધા કરતાં નીચે કાળો ઘોડો અને કાળો પોશાગ પોતાના બાપે મોકલેલો જોઇને)

(કહુ સુનસીએ દુઃખીયો કીધોછે.) એરાહ.

**ગજરામારૂ**—છે તુઇદાતાર જગતનો જાણું,
જગદીશ્વરાજ—ગપાડ હું માનુ. ટેક.
આજ દીવસ મુને વનમાં જવાનો,
કાળે ઘોડે સર્વ પોશાગ કાળુ. છેતુઇ.
પીતાએ મારા મોકલ્યો આયે,
સરંજામ કાળે સાધુવન ઠીકાણું. છેતુઈ.
નમી પડ્યા નથી યુદ્ધ ચલાવ્યું.
માટે જરૂર મારે સાધવુ ટાણું. છેતુઇ.
જવું હાવે લેવા હું માતાની આજ્ઞા,
નીકળુ જંગલ હાવે થાતા વહાણુ. છેતુઇ

(એમ વીચારી પોતાના માતા દામાવંતીની આજ્ઞા લેવા જાયછે દામાવંતી એક દીવસ પછીજજયો એમ કહી રાતની રાતમાં પોતાના ભાઈ સાજ્ઞાસુલાને બોલાવા સાંઢણી લઇ રબારીને મોકલેછે.)

## પ્રવેશ ૧૧ રે..

### સ્થળ—રબારીનુ ઘર.

(દામાવંતી રબારીનુ બારણુ ઠોકી કહે છે.)

(જા સખી તુ વેગે વેલી લાવ અશ્વપાળ) એ રાહ.

**દામાવંતી**—રૂઢીઆ વીરા વીનવું હુંતો તુજથી નાની બ્હેન,
કામછે મારે જરૂરનુ માટે આવીછું માઝમ રેન,

ઝટપટ ઉઠી જાગજે કંઈ લાવી મારાપર મહેર,
મ્હોના માગ્યાં આપીયે જો જાય અમનગર શહેર,
કુંવર વિદેશે જાય છે કાંઈ જોબન બાળેવેશ,
સાલા સુલાને જઇ કહે તારો ભાણેજ જાય પરદેશ.

(રબારી ભરનીંદમાં પોઢયો છે, અને દામાવંતી તેને જગાડવા માટે સોરબકોર કરે છે. તેથી રબારણ ચીડાઇ જવાપ દેછે.)

**રાગ—સદર.**

**રબારણ**—ટાઢી રાતે ટળવળે તારો સોર બંધ રાખ,
રબારી ગયા સાસરે, એની ડાબી દુ:ખે આંખ.

**દામાવંતી**—રબારીને માથા મ્હોળીયાં વળી આપુ નવસરહાર,
ઝટપટ તુંતો જાગજે કંઇ કામછે દરબાર.

(રબારણને લાલચ લાગવાથી રબારીને જગાડે છે. રાણી તેને સવા લાખનો હાર આપે છે. એટલે રબારી સાંઢણી લેઈ જાય છે.)

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ—સાલાસુલાનો સયનગ્રહ.

(બહાર કોઇ બુમો પાડે છે. માટે સાલાસુલાની સ્ત્રી કીશોર માલતી પોતાના સ્વામીને જગાડે છે.)

(તુ કામણ કરી કયાં જાય નંદલાલ લ્હેરી.) એ રાહ.

**કીશોર માલતી**—મહારાજ ઉઠો કોઈ આજે બહાર પુકારે,
ઘણો વખ્ત થયાં તે બ્હાર બુમો બહુમારે,
છે આવ્યુ કો ધડમાડવથી સમજાયે,
ભગનીએ મોકલ્યુ તેડુ વખત બહુ થાયે,
વળી બુમ મારીને કહેછે પાંણી ત્યાં પીજયો,
થશે કેર કહુ કૃપાળ, પ્રભાત થાસે હેંજો.

(સાલાસુલા ઉઠે છે અને રબારીના હાથમાંથો કાગળ લઈ વાંચે છે. અને એકીદમ જાવા તૈયાર થાય છે.)

(સુધ લાગ રહી તોરી આઠ પહર) એ રાહ.

**સાલાસુલા**—ચલજાતું જરૂરનુ કારજ છે,
કારજ છે સીર ભારજછે—ટેક.
ભાણેજ મારો જાય વિદેશે,
ઘડી એક નહી વારજ છે. ચલ૦
ભગનીયે મારી પત્ર પાઠવીયો,
અંગરેજનો જેમ તારજ છે. ચલ૦ (જાયછે.)

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ—દામાવંતીનો મેહેલ.

(ગજરામારૂ ગોરીમાંથી વરમાળા કાપી નાખી ચાલ્યો જાય છે. તેથી દામાવંતી ઘણી દીલગીર થઈ રડેછે. અને પોતાના કુંવરની સંભાળ માટે ઈશ્વરની પ્રાર્થના કરેછે.)

(સખી આવેલો કારતગ માસ કે કંથ.) એ રાહ.

**દામાવંતી**—મારા પ્રાણ સનેહી પુત્ર મુને મુકી એકેલી.
તુજ વીણ દુઃખી મુજ અવતાર બનીછું ઘેલડી,
પુત્ર રૂપરતંન તુ એક છોડી તુએ માવડી.
આ વીયોગ દુઃખ છે. અથાગ ચડી કાં રીસ આવડી.
નહી તાત ત્હારાનુ સુખ મુને છુ અભાગ હું
તેમાં રત્નમણી મુજ પુત્ર, અંધાની આંખતું.
દુઃખ વન કેરા છે બહુ અઘોર, કહો કેમ શહેશોયે.
નથી કોઈ દીન ગયા તમો બ્હાર, તડકો કેમ લેશોતે.
માટે જગતપતી રખવાળ, કુંવર સોંપ્યો આપને,
કરજો જગતેશ્વર રક્ષાય. દુઃખો સઉ કાપને.

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ—ચંપાદેનો મહેલ.

(અગાસીમાં ચંપાદે બેઠેલ છે. એટલામાં આકાશ માર્ગે મારૂનો ઘોડો જોઇને.)

( મ્હોલે પધારો મહારાજ ) એ રાહ

ચંપાદે—જલ્દી આવો મહારાજ મારૂ તમે જલ્દીરે આવો.
જોઉછુ તમારી હું વાટ મારૂ તમે જલદીરે આવો. ટેક
ઘોડો બાંધુ ઘોડારમાં, પલાણ મેલું પરસાર,
દામાવંતીના દીકરા તુંતો મ્હારે મ્હોલે પધાર. મારૂ.

(ગજરામરૂ આકાસ માર્ગે જાયછે. તેને ચંપાદે બોલાવેછે. બાદ મારૂને પોતાની સ્રીનુ ઘર માલમ પડવાથી એકદમ છોડી જવા રજા માગે છે.) (ભેખરે ઉતારો રાજા ભર્તૃહરી.) એ રાહ.

ચંપાદે—પ્યારા મારા વ્હાલા મારૂજી આવો રમીયે આપણ સાથજી,
શાને તજોછો અવાસ આ, છોડી જાવો કાં નાથજી.
આપ વીના કામ બહુ દમે. ટેક.
પરણ્યા પછી નથી ભોગવ્યો, સુખે એક દીન સંસારજી,
પરણુતા નાઠા પ્રભુ તમે, છોડી આપની નારજી,
આપ વીના કામ બહુ દમે.

ગજરામારૂ—સુણરે નારી ચંપાદે કહુ, નહીકર કંઇ કલપાંતજી,
બાર વરસ રહુ વન વીશે, નહી કોઇનો સાથજી,
શાને માટે તુ રૂદન કરે.
પુર્વ જનમના સંચેતછે, કદી ટળશે ન નારજી,
બાર વરસ પછી આવશું, સાથ ઈશ્વર આધારજી.
શાને પ્રિયાતુ રૂદન કરે.

ચંપાદે—રહો તો રાજા ઘેબર લાવસી, હુંની ઓસાવુ સેવજી,
જમી ખુસી આજ ખેલીએ સુખે આપણ બેઉજી,
આપ વીના કામ બહુ દમે.

ગજરામારૂ—હાલ નથી કરયુ કામનુ. બ્રમચર્ય બાર વર્સજી.
આવ્યે થશે સઉ જે કર્યુ રજા દયો રાખી હર્સજી,
શાને પ્રીયાંતુ રૂદન કરે.

ચંદન—વહાણુ વાચે રાજા સંચરો, દેઇસ આગ્ના સુકુનજી,
આજ રહી કાલે જજો, લાગી મુજ દીલ એ ધુનજી,

આપ વીયોગે ઝુરી મરૂ.
જાસ્યો કદી મારૂ છોડીને, કરૂ દેહનો ત્યાગજી.
કટાર ખાઈને હું મરૂ, લાગે સ્ત્રીહત્યા પાપજી,
આપ વીયોગે ઝુરી મરૂ.

ગજરામારૂ—કંકાસ મુકોરે તમે કામની, સુખે દયોને રજાઈજી,
સુકુન ભલા દયોને અમને, થાયે ઈશ્વિર સાહ્યજી,
શાને પ્રીયાતુ રૂદન કરે.
સોચ કરો સુંદરી, અમો જાઈસુ પ્રભાતજી,
આજનો વાસો આપ મહોલમાં, રહીશુ થાઓને શાતજી
શાને પ્રીયાતુ રૂદન કરે.

(આટલું કહી રાણીને ગફલતમાં નાખી ચાલ્યો જાય છે.)

## પ્રવેશ ૧૫ મો.

### સ્થળ—જંગલ.

( રાણી ચંપાદે ગજરામારૂ છોડી નાસી ગયા તેથી તેને ખોળવા માટે જંગલમાં રખડે છે, અને રૂદન કરે છે. )

( બન જોગન ભટકે દીવાની કયાં ગયા હયે તેરા જાંની. ) એ રાહ.

ચંપાદે—મુને બેસાડી જગલ વાસે કેમ ઉડીગયા આકાસે. ટેક.
પતિ તમથી વીખુટી કાંપાડી, આ અઘોર રાને બેસાડી.
કહો અબળા અહીં કાં જાસે, કેમ ઉડીગયા૦
તમ સંગ પ્રીત સંધાડી, માત પીતાને મારાછાંડી,
તમે રાખીન મુજને પાસે, કેમ ઉડીગયા૦
નથી રહેતી હવે દીલધીર, મળાવેગે અયેનણદલ વીર,
તમવીના સુનાછે અવાસે, કેમ ઉડીગયા૦
નથી પ્રેમેથી પરણીને મળીયા, કીયા જન્મના પાપ મુને નડીયા
તમવિના પ્રાણ આ જાશે કેમ ઉડીગયા૦ ( ડ્રાપસીન. )

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળ—રાયારૂપની સભા.

(ગજરામારૂ ત્યાં ગયો કે તમામ રાજસભા ઝાંખી પડી ગઇ

અને રાયારૂપ તેનું સ્વરૂપ જોઈ તેને પુછેછે. )

( અરેદેવ કર કસ્ત એ દાદકા. ) એ રાહ.

**રાયારૂપ**—અરે સુરવીર પડયુછે શું કામ,
કહો કોણુદેશ વળી શુંછે નામ.
શા કારણુ પરદેશ ભોગવો આજ,
દુભાવ્યાછે કોણે કહો દીસો રાજ.
બહુરૂપ કાંન્તીને બાળકવેશ,
શા કામે છોડયો છે કહો આપદેશ.

(ખુશ રહો સનમજા મેરાબી) એ રાહ.

**ગજરામારૂ**—સુણો રાજા મારી વાત કહુ છું આજે.
હું નથી રાજ કુંવર જુજછે કાજે,
ફરૂ પૃથ્વી માહે જોવા સઘળા દેશ,
કરવીછે નોકરી મારે દેશ વીદેશ,
મારૂ નામ હજુ કંઇ પાડયુ નથી નક્કીથી,
સઉ ઠાકોર ઠાકોર કરે મુને સેખીથી,
રહુ નોકરી ત્યાં લઉ પગાર સવાલાખ,
નમુ કોઈને નહી અયે રાજ સુરજની સાખ,

(રાયારૂપ પોતાના પ્રધાન મંડલની ખુશીથી ગજરામારૂને રાખેછે તેને રાક્ષસ જીતવા મોકલે છે તેમાં પણુ ફતે પામે છે. એક દીવસ અમરાપુરીના રાજાની કુંવરીનો સ્વયંવર છે તેથી રાયારૂપ ત્યાં જાયછે ગજરામારૂ પણુ રાયારૂપથી છાનો ફકીરના લેબાસમાં ત્યાં જાયછે. રાયારૂપને પડદા છોડાવતાં આવડતા નથી તેથી બીજાને ખોળેછે. એટલામાં ગજરામારૂ ફકરી લેબાસમાં માલમ પડેછે. તેને છુડાવતાં આવડેછે તેથી રાજા તેને પોસાગ આપેછે તે પેરી મારૂ પડદા છુડાવા જાયછે.)

## પ્રવેશ ૧૭ મો.

### સ્થળ—સરોદા સુંદરીનો મહેલ.

(સરોદા સુંદરી ખુરસી ઉપર સાતમાં પડદામાં બેઠીછે મારૂ

નીચે પ્રમાણે એકેકા પડદા છોડાવી તેને જઇ મળેછે.

(હરી કલંક મારૂ ઉગારો મુજ પ્રાણ પતીને ઉગારો ) એ રાહ.

**ગજરામારૂ**—હુ પરદા ખોલાવું પ્યારી. તુ સુણ સકોમળ નારી,
પહેલો જે છે પડદો લાલ. જેવોછે સુંદીર તુંજ ગાલ,
છોડ બતલાવું બીજો ધારી. તુસુણ.
બીજો પણ દીસેછે લીલો. જેમ મ્હોર આંબાનો ખીલ્યો,
પરણી લઇ જઇ કરૂ મારી. તુસુંણ.
ત્રીજો અરધોછે ચોથો ગુલાબી પાંચમો પણ દીસે પંજાબી,
જેમ ફાગન ચુંદડી તારી. તુંસુણ.
હવે નીરખુ છઠાનુ રૂપ પચરંગી દીસેછે અનુપ.
જેમ કમળ ભ્રમર લહે ધારી, તુસુણ.
સાતમો દીસેછે સ્વેત, રંગ થકી ઉપજાવે હેત,
જેવો ચંપો અને જુઇ જાઈ. તુસુણ
ધરી હર્સ છોડાવ્યાનારી, હવે આજથી થઈ તુ મ્હારી.
કરો લગ્ન તણી તૈયારી. તુસુણ.

(ઉપર પ્રમાણે પડદા છોદાવી. પોતે ફકીરીનો લેબાસ લઇ રાવારૂપના રાજમાં છુપેથી પાછો જાયછે.)

## પ્રવેશ ૧૮ મો.

### સ્થળ—દીલકોશાબાગ.

( એ કુદરતના કરનાર ) એ રાહ.

**સરોદાસુંદરી**—છે પુરૂષ બીજને પડદા છુડાવ્યા જેણે,
નહી રાજન કેરા હોશ દાસી તુ લ્હેને.
એ અણીયાળો વળી શોભતો રૂપેથી.
જેમ ઝલકે ચંદ્ર પ્રકાશ વાદળ મેથી.
નહી પ્રવેશ કરૂજઈરાજ નં કેરે દ્વારે,
વર્યો જે હવીના તે સર્વે ભાઈ બાપ મારે.
વરી જેહ ચતુર નર તેહ છે મારો ભોગી,

તેહવીણુ માહરે દેહ ધરૂ વેશ જોગી.

(નારીનાકટાક્ષ પાંસે પુરૂષછે ગુલામ)એરાહ.

**દાસી**—અશ્વ સુંદર ખેલાવતો બાઈ આવે જેહ ભુપ,
સ્વામી લાગે એહ બાઇ આપનો અતીરૂપ.
મુખ મહેતાબ સમાન બાઈ શું તેનું સ્વરૂપ,
આજ સાંજે આવશે ન્હાવાએ રાજ અનુપ.

એક દીવસ રેવંત ખેલાવતો ખેલાવતો ગજરામારૂ સરોવરપર જાયછે તેને સરોદા સુંદરી ઓળખી બોલાવેછે.)

( અયે કુદરતના કરનાર ) એ રાહ.

**સરોદાસુંદરી**—અયે ભમર સ્વરૂપી નાથ જાવો કાંમેલી.
આ કમળરૂપી તુજ નાર બની હું ઘેલી.
મળીયાતા સ્વામી જેહ દીવસ પડદામાં
પછી દીયો નહી દરસંન છેતરો શામાં ?
મમજાન જીવાડવો હોય તો મંદીર આવો,
ઘાયલ કરવી હોય નાથ તો સુખે જાવો.

**રાગ—સદર.**

**ગજરામારૂ**—તુ ધીરજ ધર અયે પ્યારી મારી સલુણા,
તૈયાર થજે જસુ આજ સુખ ઘર હમણાં.
લઈ જાઉ નગર મુજ, ધડમાડવ કહેવાયે,
પરબ્રંમ કૃપા ઇશ્વિરી થશે હવે સાહે.

( ગજરામારૂ સરોદાસુંદરીને મહેલે જાયછે એવો સક રાજારૂપને આવવાથી મારૂને નોકરી છોડી જવાનું કહેછે. મારૂ સરોદા સુંદરીને બજાર વચ્ચેથી ઝાહેર રીતે લઇ ગજરામારૂ નામ પ્રસીધ કરી આકાશ માર્ગે ઉડી જાયછે. )

## પ્રવેશ ૧૯ મો.

### સ્થળ—હુસાનાબાગ.

(ગજરામારૂ સરોદા સુંદરીને પીયેર મુકી આવેછે અને બાર

વરસમાં હજી એક વરસ બાકીછે તેથી પાછા આવતા રસ્તામાં એક બાગ આવે છે. ત્યાં આરામ કરેછે. એટલે તે બાગની માલણ બાગમાં લાકડા વીણવા આવેછે. તે મારૂને જોઈ ઘણા હર્ષથી પોતાની રાણીને કેવા જાય છે.)

## પ્રવેસ ૨૦ મો.

### સ્થળ—પુર્ણચંદ્ર કુમારીકાનો મહેલ.

( પ્રીતમ વહેલા આવજો રાતે. ) એ રાહ.

**પુર્ણચંદ્ર કુમારી**—સખી મારી ચાલોને આજે, જાવું મંદીર જ્યાંછે બાગ
પુજન અરચન સાહીત્ય વીધીયે પુજીએ શંકરનાથ
વર આપેછું હું બાળ કુમારી ઝાલુસુખેથી હાથ જાવું
અબીરચંદન અને પુષ્પગુલાબી, ચંપાચંબેલીના હાર
હોંશે કરીને હુ સંભુને અરપુ, સુખદે અપરંપાર

( એટલામાં માલન આવે છે. )

( જા સખી તું વેગે વે'લી લાવ અશ્વપાલ ) એ રાહ.

**માલન**—બાઇ આપબાગ ખીલ્યો છે, અતી ભારી,
કો પુરૂષ આવી પહોંચ્યો છે ત્યાં સુખાકારી,
સુકાયલો જે બાગ બાઈ, ખીલ્યો છે અતી,
જોશો જો નજર આપ થકી ફરી જાશે મતી.

**પુર્ણચંદ્ર કુમારી**—ચાલ આજ આવુછું કહેવુ ન કોઇને,
વાતના ફેલાવ હું કહીશ જોઇને.

( સર્વે જાય છે. )

## પ્રવેશ ૨૧ મો.

### સ્થળ—હુસેનાબાગ.

**પુર્ણ ચંદ્રકુમારી**—( ગજરામારૂને જોઈ હાથ જોડીને. )

( રાજાહું મે કોમકા ) એ રાહ.

આવે રાજવંસી કોણ છો, તમે શું છે તમારૂ નામ,

કીયા રાજના રાજવી, કયાંઇ કર્યો મુકામ.

**ગજરામારૂ**—દેશ હમારો દુરછે હયાં શી તારે પડપુછ.
પર સ્ત્રી સંગ નથી બોલતા હમો, શુ તારે કરવુંછ.
(જા સખી તું વેગે વેહેલી લાવ.) એ રાહ.

**પુર્ણચંદ્રકુમારી**—બાળાછુ કુવારી હજુ નથી કર્યો ભરથાર,
આપ ચરણમાં સીરમે અરપ્યુ છુ તમારી નાર.
રાજા ઉડલ કુંડ જેહ માહરો છે તાત.
તેહ તણી બાળાછુ હું ક્ષત્રી કેરીજાત.
મારો કે જીવાડો કદી દુર નહી થઉ.
દાસી થઇ આપની ને સંગેહુ રહુ,
નહી સ્વીકારોનાથ મને જો કદી તમે,
આ જાન મારો દુર થશે નીશ્ચે આ સમે.

**ગજરામારૂ**—(તેનો ઘણો આગ્રહ જોઇને.)
(એ તોરી મદદપર હોફીરદીગાર) એ રાહ.
છુ તારી મદદપર ખુસી થાનાર.
થાતુ તયાર જઇ મેહેલમે તારા ઝટ.
લગાડ નહી તું વખત લગાર. છુતારી.
રાજ પતી માડવ ધડકાવું પીતા તારાને સમજવું.
જાહેર થઇ સુખે લઇ જાવું, જગ્તેશ્વર પ્રભુ સાહે થનાર. છુતારી.

**મનહર છંદ.**

પ્યારી પ્રિયા તુજ માહી. પ્રિતીનો પ્રકાશ થયો.
એક દીન ન જો દેખુ દીલતો દુખાયછે.
પ્રિતી રૂપી પ્રેમથી તુ પાનનો આપીને પયારી.
જાવ જેથી મુજ મન અતીશે મુંજાયછે.
બળેછે બદન બહું કામ બાન તે થકીતો.
તુન મલે મન અતી મુજતો મુજાયછે.

દીલ જાણી દીવાનો થયોછું મુકી લાજતાજ.
ભણું ભટકે નમલે કાન દુઃખ થાયછે.

## પ્રવેશ ૨૨ મો.

### સ્થળ—ઉડલકુંડની રાજસભા

(રાજા ઉડલકુડને જાણ્ય થયુ કે, રાજકુવરીને. કોઈ હરી જાયછે તેથી ગુસે થઈ પ્રધાનને કહેછે.)

(સુણો દીલી તખ્ત ધરનાર) એ રાહ.

**ઉડલકુંડ**—કોણ દુષ્ટ એવો લોપે મારી લાજ, પ્રધાન જુવો એને તમેરે.
કરે પુત્રી તણુ હરણુ એ આજ, પ્રધાન જુવો૦
બાંધો લડવાને ઢાલ તલવાર, પ્રધાન જુવો૦
લઇ લશકર જાવો આ વાર પ્રધાન જુવો૦
નથી આજ સુધી દીઠો કોઇ વીર પ્રધાન જુવો૦
કરો પ્રહાર ઉડાવો એનુ સીર, જુવો પ્રધાન૦

(પ્રધાન જઈ ખબર કાડી લાવી કહે છે.)

(નારીના કટાક્ષ પાંસે.) એ રાહ.

**પ્રધાન**—ધડમાડવનો જામરાય, તેહ તણો બાળ,
પુત્રી લેઇ ઉડે આકાશ, સુણો અયે કૃપાળ,
એકલો છે પોતે બીજુ નહી કોઇનો સાથ.
તો પણુ જીતાતો તે નથી સુણોને કૃપાનાથ.

**ઉડલકુંડ**—ના લડો પ્રધાનજી છે ભાવતુ મળ્યુ,
જેહ થવાનુ હતુ તે થયુ, પ્રભુએ તે કર્યું,
જઇ બોલાવો નમૃતાથી એહને સહી,
પ્રેમ ભાવે પુત્રાની સાથ કરીયે લગન અહી.

(પ્રધાન ગજરામારૂને સમજાવી લાવે છે. અને ઉડલકુંડ રાજા ખુસીથી તેઓના લગન કરી દેછે. અને સર્વ રાણીયોને પણ ત્યાં બોલાવે

છે. પછી પોતાના ગામ તરફ રવાના થાય છે. સર્વે મળી પ્રાર્થના કરેછે.)

રાગ—કલ્યાણ

સર્વેપાત્રો—

પ્રિય પ્રેમી જનો પધારજો તમો,
ભુલ ચુકની તો માફ માગીએ અમો—ટેક.
દ્રષ્ટિ દોષ દરેક વખ્તે આવી હોય જો આજ,
ક્ષમા તેની માગે પ્રેમે હળીમળી સમાજ. પ્રિય.
સુબોધ શારો સુણાવવાને આરંભ્યુ આ કાજ,
આપી અમને મદત તેમાં હોશે હોશ આજ. પ્રિય.
અવર ખેલમાં આપ પધારી દેશો જો દરશન,
ખંભાત મંડલી ખેલ ભજવી કરશે મન પરશન. પ્રિય.
આર્ય ભ્રાતુનો ઉદય કરો તમે ભગુ કહે ભગવાન,
સરદારો, સાહેબો, સૌએ પધારો આપ સ્થાન. પ્રિય.



## લ્યો ! લ્યો !! એક તો ખરીદો !!! વધારે નહી પડું !!!

# નાટક ગાયન પ્રકાશ.

ઉપલ્યા નામનુ મનરંજન કરનારૂં અને રાગ રાગણીયો થી ભરપુર ચાનક આપનાર ખાશ અમારૂં બનાવેલ પુસ્તક થોડા દીવસમાં અમારા તરફથી છપાઇ બહાર પડનાર છે. જેની કીમ્મત અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂ.૦। અને પાચળથી રૂ૦।≈ પડશે. પુસ્તક ઘણુ સરસ અને વાંચવા લાયક છતાં તેની કીમત ઘણીજ હલકી રાખવામાં આવી છે. માટે ગાયનોના શોખીનોયે આ તક ન ખોતાં નીચેને સરનામે નામ નોધાવા મહેરબાની કરવી. અગાઉથી ગ્રહાક થનાર સાહેબોના નામ પુસ્તક પછવાડે નોધવામાં આવશે.



## મહેરબાન સાહેબ! જરા નીચે નીઘા કરશો કે ???

અમારાં રચેલાં તથા પ્રગટ કરેલાં પુસ્તકો અમારે ત્યાંથી અગર નીચેના ખાસ નામાંકીત એજંટો પાસેથી પણ રોકડી કીમતે કીફાયતથી મળશે.

**અમદાવાદ**—બુ. માધુભાઈ રામચંદ્ર, બુ. પ્રેમચંદ નગીનદાસ. બુ. લલુભાઇ અમુલખ. વીગરે.

**ખંભાત**—જુગલભાઇ મંગળીરામ પંડ્યા. તથા કર્તા પાસેથી.

**મુંબાઈ**—બુ. વસનજી પ્રેમાનંદ, કાલકાદેવી. તેલવાડીને નાકે. અગર બીજા બુકસેલરો પાસેથી.

પુસ્તકો. રચનાર. વેચનાર. તથા પ્રગટ કરનાર.

બુકસેલર એન્ડ. પબલીશર.
ભગુભાઈ પ્રેમચંદ એન્ડ. કો.
મુ. ખંભાત.